# OE 43 -No Confidence against Nirman Samiti of Mandvi Hostel / માંડવી હોસ્ટેલની નિર્માણ સમિતિ વિરુધ અવિશ્વાસ ઠરાવ

Posted on **04-Apr-2012** by **Real Patidar**


પાટીદાર સંદેશ

માંડવી ખાતે હોસ્ટેલ નિર્માણ સમિતિની સભા મળી ગઈ

— OE 43 -Patidar Sandesh on Nirman Samiti

04-Apr-2012

|| Jay Laxminarayan || || જય લક્ષ્મીનારાયણ ||

તમને ખ્યાલ હશે કે ગત ૨૫-૦૩-૨૦૧૨ના બિદડા ખાતે, ૫૦૦૦થી માં મોટી જંગી જન મેદાની વચ્ચે, **શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ** જે માંડવી વિભાગના ૨૨ ગામોથી બનેલ છે, તે સમાજે માંડવી હોસ્ટેલની નિર્માણ સમિતિ, સંચાલન સમિતિ અને માંડવી ઝોનના પ્રમુખ ના વિરોધનમાં અવિશ્વાસ ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો.

તે પાછળના કારણો શું હતા?
શા માટે તેમણે તમના નેતાઓ પર અવિશ્વાસ જાગ્યો?
એવું તો તેમના પર શું અન્યાય થયો હતો?

… આવા સવાલોનો જવાબ આપણને મળશે **શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમૂહ લગ્ન સમિતિના** પ્રમુખશ્રીનો તારીક ૨૮-૦૩-૨૦૧૨નો કેન્દ્રિય સમાજને ઉદ્દેશીને લખેલો પત્રમાં, જે નીચે પ્રમાણે છે.

http://www.realpatidar.com/wp-content/files/posts/oe/oe43fullp.pdf

ઉપર જણાવેલ પત્રમાં પૂરી ઘટના ક્રમ લખેલ છે, જે વાંચવાથી મેઘજી જેઠા અને તેમની પૂરી ટીમની કરતુ લોકો સામે આવી જાય છે. તેમની કથની અને કરણીમાં ફરક છે તે પણ ચોખ્ખે ચોખ્ખું દેખાઈ આવે છે. જેવી રીતે પહેલાં સમૂહ લગ્ન સમિતિના લોકોને વિશ્વાસમાં રાખ્યા અને પાછળથી દગો આપ્યો તે ખરે ખર અવિશ્વસનીય છે. કેવળ એટલું નહિ, પણ કેન્દ્રિય સમાજને પણ ધોખો આપ્યો છે. આ બધી વિગત ઉપર જણાવેલ પત્રમાં તમો વાંચી શખ્સો. નિર્માણ સમિતિએ સનાતનીઓના વિરુધનું કામ કર્યું છે તેવું આ પત્રમાં ચોખ્ખે ચોખ્ખે દેખાઈ આવે છે. જૂની સમૂહ લગ્ન સમિતિ (જે સતપંથ તરફી છે) તેને છાવરનાનું દુશકૃત્ય કર્યું છે. કેન્દ્રિય સમાજની ઉપરવટ જઈને નિર્માણ સમિતિએ કેન્દ્રિય સમાજના આદેશનું ઉલ્લંઘન કર્યું છે અને તેમના કાર્ય ક્ષેત્ર બહાર જઈને નિર્ણયો લીધા છે. આવા કૃત્યો કર્યા બાદ સામાન્ય પ્રજા માનસમાં કે અરેરાટી ફેલાઈ હશે તે ફક્ત કલ્પના કરી શકાય.

S



અમોને પાછળણી જાણવા મળ્યું છે કે તા. ૦૨-૦૪-૨૦૧૨ની કેન્દ્રિય સમાજના ટ્રસ્ટી અને હોદેદારોની મિટિંગ હતી તેમાં ઉપર જણાવેલ પત્ર પર ખુબ ચર્ચા થઈ અને અંતે સર્વાનુમતે નિર્માણ સમિતિને બરખાસ્ત કરવનો નિર્ણય લેવાયો છે. તેમજ માંડવી ઝોનના પ્રમુખનું રાજીનામું પણ લેવાનો નિર્ણય લેવાયો છે. તે અંગેની કારણ ધર્શાવ નોટીસ બહાર પાડવામાં આવશે.

ત્યાર બાદ, તા.૩૦-૦૩-૨૦૧૨ના બીજો પત્ર સંસ્કાર ધામને ઉદ્દેશીને લખવામાં આવ્યો છે, જે નીચે પ્રમાણે છે.

http://www.realpatidar.com/wp-content/files/posts/oe/oe43fullp.pdf

આ પત્રમાં સનાતન ધર્મના હિતનું રક્ષણ ન કરી શકનારા લોકોને સમાજમાં અગ્ર સ્થાન આ આપવાની ખાસ વિનંતી કરેલ છે. તેમના ધનજી ગોવિંદ સેંઘાણી (મંગલ ડાડા) અને કેશુભાઈ પરાસિયાના નામ મુખ્ય છે. એવું જાણવા મળ્યું છે કે આ પત્રના આધારે સંસ્કાર ધામે મંગલ ડાડા વગેરેને અગ્ર સ્થાન ન આપવાનું નિર્ણય લીધેલ છે.

Full Download: http://www.realpatidar.com/wp-content/files/posts/oe/oe43fullp.pdf

Update: તા. ૧૦-૦૪-૨૦૧૨ના પાટીદાર સંદેશના પાનાં ૪૨ પર ઉપર જણાવેલ વિગત સાથે સુસંગત સમાચાર છાપેલ છે. તે સમાચાર પણ ઉપર જણાવેલ ફાઈલમાં જોડેલ છે.

Real Patidar
www.realpatidar.com

---

Download / Print / View full article, with attachments [Best Option]:

anskar Dham, Desalpar /

શ્રી ઉમિયાય નમઃ શ્રી ગણેશાય નમઃ શ્રી લક્ષ્મીનારાયણ નમઃ

|| સનાતન પરમો ધર્મ ||

# શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ

## સનાતન સમાજ અમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ

**સૌજન્ય દાતાશ્રી: શ્રી મુળબાઈ રતનશી વિશ્રામ રામજીયાણી પરિવાર ગામ: મદનપુરા, મુંબઈ**

કાર્યાલય: જયંતીલાલ એસ. પારસીયા કિરાણા સ્ટોર, મો. ૯૮૭૯૬ ૭૦૭૨, ૯૪૨૬૪ ૨૯૪૨૭
કે. ટી. શાહ રોડ, માંડવી - કચ્છ.

તા. ૨૮-૦૩-૨૦૧૨

પ્રતિ,
પ્રમુખશ્રી / મહામંત્રીશ્રી
અ.ભા.ક.ક.પા. સમાજ
નખત્રાણા (ભુજ – કચ્છ)

માનનીય પ્રમુખશ્રી / મહામંત્રીશ્રી,

**વિષય: કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિને માંડવી કુમાર છાત્રાલય ("માંડવી હોસ્ટેલ") ન ફાળવવા અંગે નિર્માણ સમિતિના પ્રમુખ તેમજ તેમના કેટલાક સાથીદારો દ્વારા લેવાયેલા મનસ્વી / સરમુખત્યારી નિર્ણય અંગે દુઃખદ રજૂઆત**

<u>પુષ્ઠભુમી:</u> સનાતનીઓના હિતની રક્ષા માટે અને સનાતની ઉદ્દેશો અને હેતુઓને આગાળ ધપાવવા માટે આપણા વડીલોએ એક કેન્દ્રિય સમાજની વિધિવત સ્થાપના ૧૯૬૦માં કરેલ હતી. જેનો કંઠી વિભાગ પણ એક બહુ મૂલ્ય અભિન્ન અંગ છે. ત્યાર બાદ સમાજે ૨૫-૦૩-૨૦૧૦ના ઐતિહાસિક શ્વેત પત્ર બહાર પાડ્યો જેમાં સમાજના સ્થાપના પાછળના અભિગમો સ્પષ્ટ કર્યા છે.

કંઠી વિભાગ કેન્દ્રિય સમાજનો એક બહુ મુલ્ય અભિન્ન અંગ હોવાના કારણે અમારી જવાબદારીમાં આવે છે કે અમો આપણી કેન્દ્રિય સમાજના આદેશોનું પાલન ચુસ્ત પણે કરીએ. તે માટે અમોએ અમારા વિભાગમાં થતી પ્રવૃત્તિ તરફ ધ્યાન કેન્દ્રિત કરતાં અમોને પ્રતીતિ થઇ કે અમારા વિભાગમાં હાલમાં થતી સમુહ લગ્ન પ્રવૃત્તિ સમાજના હેતુ બર લાવી શકશે નહિ. એટલા માટે અમોને એમ લાગ્યું કે અમારા વિભાગમાં આપણા કેન્દ્રિય સમાજના હેતુ અને ઉદ્દેશ્યોને બર લાવવા માટે સનાતનીઓની એક અલગ સમુહ લગ્ન સમિતિ હોવી જરૂરી છે. એમ જાણીને અમોએ અમારા વિભાગમાં "શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ"ની ("લક્ષ્મીનારાયણ સમિતિ") સ્થાપના તારીખ ૦૯-૧૧-૨૦૧૧ના માંડવી હોસ્ટેલ મધ્યે કંઠી વિભાગ સામાન્ય સભા બોલાવીને કરેલ.

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ

સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ

તા. ૨૮-૦૩-૨૦૧૨

જેમાં અતિશય ઉત્સાહી પ્રતિસાદ જનમેદની દ્વારા મળેલ. હોસ્ટેલનો વિશાલ મુખ્ય હોલ જ્ઞાતિ જનોથી ભરચક ભરાઈ ગયેલ. અને આ સભામાં સનાતની વિચાર ધારા ધરાવતા જ્ઞાતિ જનોએ દિલથી દાનનો ધોધ વહેરાવ્યો. અને આવતા ત્રણ વરસ માટે દાતાઓની યાદી આજ મિટિંગમાં નોંધાઈ ગયેલ. એટલુંજ નહીં પણ સનાતની વિચારધારાના અનુસંધાનમાં આજ સુધી ૭૫ યુગલોની નોંધણી થયેલ છે. આ બધું દર્શાવે છે કે આમ પ્રજાના માનસમાં લક્ષ્મીનારાયણ સમિતિ માટે અને સનાતની વિચાર ધારા માટે કેટલી લાગણી છે. કે જે છેલ્લા કેટલાય વર્ષોથી માંડવી વિસ્તારના બની બેઠેલા આગેવાનો સનાતની ભાવનાને દબાવી બેઠા હતા. અને સામાન્ય માણસ એની સામે અવાજ પણ ઉઠાવી શકતા નોહતા. કંઠી વિભાગના લોકોનો અભૂતપૂર્વ ઉત્સાહ અને સમર્થનથી એક વાત સ્પષ્ટ જણાઈ આવે છે કે આ નવી સમિતિની રચના દ્વારા આમ પ્રજાજનોની સનાતની ચિંતાઓને પ્રકટ કરવા માટે વાચા મળેલ છે. જે જૂની સમુહ લગ્ન સમિતિમાં તેમને આવી આશા દેખાતી નોહતી.

સમાજના સક્રાંતિ કાળમાં ભારતભરની સમજો / ઝોનો આ બાબતે સ્પષ્ટ અભિગમ અપનાવી સમાજનું ગૌરવ વધારે છે. ત્યારે અમારા માંડવી વિસ્તારના સામાજિક નેતૃત્વ કરતાં અગ્રણીઓ, રાજકીય નેતાઓ, કેન્દ્રિય સમાજે લીધેલ નિર્ણય / દર્શાવેલ માર્ગના સ્પષ્ટ અભિગમને સ્વીકારવા તૈયાર નહોતા. અને તેઓ અમારા ઝોનમાં આવતા વિવિધ ગામોમાં જઈને એવી રજૂઆત કરતાં હતા. કે કેન્દ્રિય સમાજે બહાર પાડેલ શ્વેત પત્રને માંડવી વિસ્તાર સ્વીકારશે નહિ. જરૂર પડશે તો માંડવી ઝોન કેન્દ્રિય સમાજ સાથે નાતો તોડી પોતાનો ચોકો અલગ સ્થાપશે. જેમાં સતપંથ અને હિંદુ સંપ્રદાયને માનનારાઓ સાથે રહીને કામ કરશે. અમારા ઝોનના અગ્રણીઓનો આ મેલો અભિગમ અમો આમ પ્રજાજનોને બિલકુલ પસંદ નહોતો. જાહેરમાં કોઈ વિરોધ કરી શકતા નોહતા પરંતુ હૃદયથી પીડાતા હતા. તેમને જરૂર હતી એક મંચની, જે "શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ"એ પૂરી પાડી.

હોસ્ટેલ ફાળવવા માટે લક્ષ્મીનારાયણ સમિતિનો આવેદન પત્ર કેન્દ્રીય સમાજમાં પહેલાં પહોંચી ગયો હતો.

<u>પ્રવૃત્તિ:</u> "શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ"ના ઉદ્દેશ્યો મુજબ સમિતિએ અખાત્રીજ તારીખ ૨૪-૦૪-૨૦૧૨ના સમુહ લગ્ન યોજવા નક્કી કરેલ છે. તે માટે આગાઉથી તારીખ ૧૦-૧૧-૨૦૧૧ના કેન્દ્રિય સમાજને માંડવી સ્થિત કુમાર છાત્રાલયમાં લગ્ન કરવાની પરવાનગી માંગતો વિનંતી પત્ર મોકલાવેલ છે. જેની નકલ નિર્માણ સમિતિના મહામંત્રીને પણ આપેલ છે.

<u>ઘટના ક્રમ:</u>

1. તારીખ ૧૦-૦૨-૨૦૧૨ના શ્રી મેઘજીભાઈના અધ્યક્ષ સ્થાને માંડવી હોસ્ટેલ મધ્યે મળેલ નિર્માણ સમિતિની બેઠકમાં લક્ષ્મીનારાયણ સમિતિની તારીખ ૨૪-૦૪-૨૦૧૨ના સમુહ લગ્ન, માંડવી

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ
સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

તા. ૨૮-૦૩-૨૦૧૨

જૂની સમિતિને તા. ૨૯-૦૪-૨૦૧૨ ફાળવેલ હતી.

હોસ્ટેલ મધ્યે યોજવાની માંગણીને નામંજુર કરેલ અને તેનું કારણ હોસ્ટેલમાં રહેતા વિદ્યાર્થીઓની પરીક્ષા પૂરી થતી નોહતી એવું કહેવામાં આવેલ. જ્યારે જૂની સમિતિએ પર્યાથી તારીખ ૨૯-૦૪-૨૦૧૨ની માંગણી કરતાં તે મંજુર કરવામાં આવેલ હતી.

2. કચ્છ જીલ્લા પંચાયતના શિક્ષણ સમિતિના ચેરમેન અને નિર્માણ સમિતિના કારોબારી સભ્ય એવાં શ્રી કેશુભાઈ પારસિયાને વિનંતી કરવામાં આવી કે જેમ ગઢ વિસ્તારની શાળાઓની પરીક્ષા અખાત્રીજ પહેલાં જ પૂર્ણ થઇ જાય તેવી વ્યવસ્થા કરી છે, તેજ પ્રમાણે માંડવી માટે પણ આવીજ વ્યવસ્થા કરી આપવા, ફેબ્રુઆરીના પ્રથમ સપ્તાહમાં, અમારા સમિતિના ઉપપ્રમુખ શ્રી મણીલાલભાઈ ભગતએ અનુરોધ કરેલ. તેના અનુસંધાને બે દિવસ બાદ શ્રી કેશુભાઈ પારાસીયાએ જણાવેલ કે માંડવીમાં ૫-૬ હાઈસ્કુલ હોવાથી આ વ્યવસ્થા કરવી શક્ય નથી.

કેશુભાઈ પારસીયાએ સમાજના હિત માટે કામ નથી કર્યું.

આજ વ્યવસ્થા કરવા અમારી સમિતિના ઉપપ્રમુખ શ્રી મણીભાઈ ભગત તેમજ સમિતિના અન્ય હોદેદારો સાથે કચ્છ જીલ્લા શિક્ષણ અધિકારી શ્રી રાવળ સાહેબને રૂબરૂ મળી પરીક્ષા વહેલી કરવાનું વિનંતી પત્ર આપેલ. અને સાહેબશ્રીએ પત્રના મુદાને સમજીને તરતજ તેમના સહયોગીને માંડવી માટે પરીક્ષાઓ ૨૧-૦૪-૨૦૧૨ પહેલાં પૂર્ણ થઇ જાય તેવી સુચના બહાર પાડવાનું જણાવેલ. અને અમારા સમિતિના આગેવાનોને બાહેધરી આપેલ કે નિશ્ચિંત થઇ તમારા અખાત્રીજના સમુહ લગ્ન કાર્યની ગતિ વિધિ ચાલુ કરી દો. ***આથી હકીકત સ્પષ્ટ થાય છે કે શ્રી કેશુભાઈએ સમાજના હિત માટે શિક્ષણ વિભાગમાં કોઈ પણ રજુવાત કરેલ નહોતી.***

**નોંધ:** જ્યારે શ્રી કેશુભાઈ પારસીયા ગઢ વિસ્તાર માટે પરીક્ષાની તારીખોમાં ફેરફાર કરાવી શકે છે ત્યારે માંડવી વિસ્તાર માટે કેમ નહિ?

3. શિક્ષણ અધિકારી તરફથી પરીક્ષાની તારીખો ફેર બદલ થઇ જતાં લક્ષ્મીનારાયણ સમિતિએ તારીખ ૧૭-૦૨-૨૦૧૨ના નિર્માણ સમિતિને વિનંતી પત્ર, મહામંત્રી શ્રી ભવાનજીભાઈને આપેલ. અને મહામંત્રીશ્રીએ ફોન દ્વારા પ્રમુખશ્રી મેઘજીભાઈને આ પત્રનું વાંચન કરી જણાવેલ. તેજ વખતે લક્ષ્મીનારાયણ સમિતિના પ્રમુખને નાતે મેં પણ મેઘજીભાઈ સાથે ફોન પર ચર્ચા કરેલ. જેમાં પ્રમુખશ્રી એ આશ્વાસન આપેલ કે અમો આવતી કાલે મુંબઈ મધ્યે મિટિંગ લઇ ઘટતું કરશું. અમોએ તેમને જણાવેલ કે જૂની સમિતિવાળાને તમોએ તા. ૨૯-૦૪-૨૦૧૨ અગાઉથીજ ફાળવી દીધેલ હોવાથી તમોને નિર્ણય લેવામાં કોઈ અડચણ નહિ આવે. જેની હામી મેઘજીભાઈએ ભરી હતી. અમારી સમિતિની જનરલ સભા તા. ૧૯-૦૨-૨૦૧૨ના બોલાવેલ છે, જેમાં આ લગ્ન સ્થળની જાહેરાત કરવાના છીએ, તેવું મેઘજીભાઈને અમોએ જણાવેલ હતું. લક્ષ્મીનારાયણ સમિતિની જનરલ સભા તારીખ ૧૯-૦૨-૨૦૧૨ના માંડવી હોસ્ટેલ મધ્યે મળેલ જેમાં અમોએ

કેન્દ્રિય સમાજને સંબોધિત પત્ર પેજ ૩ થી ૭

તા. ૨૮-૦૩-૨૦૧૨

માંડવી હોસ્ટેલને લગ્ન સ્થળ માટે જાહેર કરેલ. અને સભા પૂર્ણ થયા બાદ, આશ્ચર્ય જનક રીતે, મહામંત્રી શ્રી ભવાનજીભાઈને મુંબઈથી પ્રમખશ્રી મેઘજીભાઈએ ફોન દ્વારા મુંબઈ મળેલ નિર્માણ સમિતિનો નિર્ણય જણાવેલ કે આ વર્ષે માંડવી હોસ્ટેલ લગ્ન કાર્ય માટે કોઈ પણ સમિતિને ફાળવવામાં નહિ આવે. સાથે એવો પણ ઠરાવ કરેલ કે માંડવી હોસ્ટેલ શૈક્ષણિક સંકુલ હોવાથી લગ્ન કાર્ય કે કોઈ પણ સામાજિક ગતિવિધિ માટે વાપરવા દેવામાં આવશે નહિ.

4. દરમ્યાન મુંબઈ મધ્યે શ્રી મેઘજીભાઈની ઈચ્છા અનુસાર તેમજ વડીલ શ્રી રવજી રામજી ચોપડાના અનુરોધને માન આપી, પવઈ મુંબઈ ખાતે રવજીભાઈની ઓફિસે ૨૩-૦૨-૨૦૧૨ના મુલાકાત રાખેલ. જેમાં મેઘજીભાઈ સાથે શિવલાલભાઈ વાસાણી હાજર રહેલ અને લક્ષ્મીનારાયણ સમિતિ વતીથી હું અને નવીનભાઈ લિંબાણી હાજર રહેલ. બે થી અઢી કલાક ચાલેલ ચર્ચા દરમ્યાન મેઘજીભાઈએ જણાવેલ કે *"હું તમારી સાથેજ છું. હું સનાતની વિચાર ધારાને અનુસરૂં છું. પરંતુ ૧૯-૦૨-૨૦૧૨ના મુંબઈ મળેલ નિર્માણ સમિતિની કારોબારીમાં મારી વાતને કોઈએ ગણકારી નહિ. અને સર્વાનુમતે નિર્ણય લેવો પડ્યો"*

મેઘજીભાઈના શબ્દો

અમોએ મેઘજીભાઈને પ્રશ્ન કરેલ કે ૨૪-૦૪-૨૦૧૨ના પરીક્ષા નથી પૂરી થતી તેથી અમારી માંગણી કદાચ રદ કરવી જોઈતી હતી. પરંતુ જૂની સમિતિને ૨૯-૦૪-૨૦૧૨ના હોસ્ટેલ ફાળવેલ હતી અને તેમને કોઈ પરીક્ષાની અડચણ નહોતી છતાં પણ તેમની માંગણી પણ શા માટે રદ કરવામાં આવી? (જૂની સમિતિની તા. ૨૯-૦૪-૨૦૧૨ માટેની અરજી રદ કરવાથી જૂની સમિતિ માટે ફરીથી કોઈ પણ અન્ય તારીખ જેમ કે તારીખ ૨૪-૦૪-૨૦૧૨ની માંગણી કરવાનો રસ્તો ખુલ્લો કરી આપવામાં આવ્યો.) આ પ્રશ્નનો મેઘજીભાઈ અને શિવલાલભાઈ ખુલાસો ન આપી શક્યા. ત્યાર બાદ મેઘજીભાઈને પૂછ્યું કે જ્યારે એક બાજુ સમાજ સમુહ લગ્નને પ્રોત્સાહિત કરતી હોય ત્યારે હોસ્ટેલ ન વાપરવા દેવાનો કઠોર નિર્ણય શા માટે લેવો પડ્યો ? વધુમાં મેઘજીભાઈને અમોએ પૂછ્યું કે તમોએ આવા કઠોર નિર્ણય લેવા પહેલાં બન્ને સમિતિઓના હોદેદારોને કેમ વિશ્વાસમાં ન લીધા ? આ બન્ને સવાલોના કોઈ સંતોષકારક જવાબ મેઘજીભાઈ તથા શિવલાલભાઈ ન આપી શક્યા.

ચર્ચા દરમ્યાન મેઘજીભાઈ પરિસ્થિતિમાં સપડાઈ ગયા એવું પ્રતીત થવા લાગ્યું અને આ પરિસ્થિતિમાંથી બહાર નીકળવા તેવોએ વડીલ શ્રી નારણ રામજી પોકાર, ભુજ તેમજ મહામંત્રી શ્રી માવજીભાઈ ભગતને ફોન દ્વારા સંપર્ક કરેલ અને અનુરોધ કરેલ કે તમો મને એટલે કે નિર્માણ સમિતિને, લક્ષ્મીનારાયણ સમિતિને હોસ્ટેલ ફાળવવા આદેશ આપતો પત્ર આપો જેથી તે પત્ર નિર્માણ સમિતિ સમક્ષ રજુ કરી કેન્દ્રિય સમાજના આદેશનું પાલન કરાવવામાં અનુકુળતા

મેઘજીભાઈના ખાસ અનુરોધ ઉપર કેન્દ્રીય સમાજે આદેશ પત્ર આપેલ હતો.

રહે. આના અનુસંધાને કેન્દ્રિય સમાજના મહામંત્રીશ્રીએ કેન્દ્રિય સમાજના પ્રમુખશ્રી સાથે ચર્ચા કરીને તા.૨૪-૦૨-૨૦૧૨ના પત્ર તૈયાર કરેલ અને નિર્માણ સમિતિને મોકલાવેલ.

5. ત્યાર બાદ શ્રી મેઘજીભાઈ અને શિવલાલભાઈ સાથે ઘાટકોપર મધ્યે મેઘજીભાઈની ઓફિસે તારીખ ૨૮-૦૨-૨૦૧૨ના સાંજે બેઠક થયેલ જેમાં લક્ષ્મીનારાયણ સમિતિ વતીથી હું, વડીલ શ્રી નારાયણ રામજી પોકાર, શ્રી નવીનભાઈ લિંબાણી અને શ્રી મગનભાઈ પોકાર હાજર રહેલ. આ બેઠકમાં પણ અગાઉની થયેલ બેઠક પ્રમાણેજ ચર્ચા થયેલ. કેન્દ્રિય સમાજનો પત્ર મળેલ તેના અનુસંધાને, આપે (નિર્માણ સમિતિએ) શું નિર્ણય કર્યો એવો પ્રશ્ન કરતાં, મેઘજીભાઈએ જણાવેલ કે ફરીથી બે-ચાર દિવસમાં મિટિંગ બોલાવી ચર્ચા કરીને નિર્ણય લેશું.

6. નિર્માણ સમિતિની મિટિંગ ૦૬-૦૩-૨૦૧૨ના બોલાવેલ જેમાં ફક્ત પાંચજ કારોબારી સભ્યો હાજર રહેલ. પણ આગાઉ લીધેલ તારીખ ૧૯-૦૨-૨૦૧૨નો નિર્ણયને કાયમ રાખેલ. મતલબ કે કેન્દ્રિય સમાજના આદેશની અવગણના કરેલ. આ મિટિંગમાં ફક્ત પાંચજ સભ્યો હાજર હતા. તો આ મિટીંગમાં તેમનો વિરોધ કરવાવાળા લોકો તો લગભગ નહોતા જ. મેઘજીભાઈ ચાહતતો સનાતની તરફનો નિર્ણય લઇ શકતા હતા. પણ તેમણે એવું ન કર્યું. તેમની કથની અને કરણીમાં ફરક દેખાઈ આવે છે. બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી એ પણ છે કે મેઘજીભાઈના અનુરોધને માન આપી કેન્દ્રિય સમાજે આદેશ બહાર પાડેલ હતો અને તેજ આદેશોનો મેઘજીભાઈએ ઉલ્લંઘન કરેલ છે. ટૂંકમાં મેઘજીભાઈએ કેન્દ્રિય સમાજ સાથે દગો કરેલ છે અથવા વિશ્વાસ ઘાત કરેલ છે.

7. આ દરમ્યાન કેન્દ્રિય સમાજે જે આદેશાત્મક પત્ર તા. ૨૪-૦૨-૨૦૧૨ ના નિર્માણ સમિતિને આપેલ હતો, તેના સંદર્ભમાં વિગતવાર છણાવટ કરતો બીજો પત્ર તા. ૧૪-૦૩-૨૦૧૨ ના રવાના કરેલ છે.

8. ત્યાર બાદ, માંડવી હોસ્ટેલ નિર્માણ સમિતિની કારોબારી મિટિંગ પ્રમુખશ્રી મેઘજીભાઈ રામજીયાણીના અધ્યક્ષ સ્થાને શનિવાર તારીખ ૨૪-૦૩-૨૦૧૨ના બપોરના ૦૩:૧૫ મળેલ, જેમાં પ્રમુખશ્રીની સુચના અનુસાર કંઠી વિભાગની બન્ને સમુહ લગ્ન સમિતિના હોદેદારો, સલાહકારશ્રીઓ તેમજ આપ બન્ને પણ હાજર રહેલ.

આજની મિટિંગનો મહત્વનો મુદ્દો, માંડવી હોસ્ટેલ અખાત્રીજના સમુહ લગ્ન કાર્ય માટે કોને ફાળવવી;

1. શ્રી કંઠી વિભાગ ક.ક.પા. સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ ("જૂની સમિતિ"), કે

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ

સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

તા. ૨૮-૦૩-૨૦૧૨

2. શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ ("લક્ષ્મીનારાયણ સમિતિ"), ને.

*(જૂની સમિતિને આગાઉ તારીખ ૨૯-૦૪-૨૦૧૨ની ફાળવણી મંજુર કરેલ જે નિર્માણ સમિતિ દ્વારા, ઉપર પોઈન્ટ 4 માં જણાવ્યા પ્રમાણે રદ કરવાથી આ પ્રશ્ન અહીં ઉભો થયો હતો.)*

**ખાસ નોંધ:** જૂની સમિતિના ફક્ત પાંચ જ યુગલના લગ્ન નોંધાયા છે. જ્યારે લક્ષ્મીનારાયણ સમિતિના ૭૫ યુગલના લગ્ન નોંધાયા છે.

કેન્દ્રિય સમાજ તરફથી અમારી સમિતિને હોસ્ટેલ ફાળવવા અંગેનો પત્ર નિર્માણ સમિતિને આપવામાં આવેલ હતો, તે પ્રમાણે હોસ્ટેલ અમોને આપવા માટે નિર્માણ સમિતિ બાધ્ય હતી. તેમ છતાં સમાજમાં શાંતિ જળવાઈ રહે તે હેતુથી અમોએ વિનંતી પૂર્વક નિર્માણ સમિતિ તેમજ જૂની સમિતિના ભાઈઓને જણાવેલ કે આપણી સમાજ પાસે સમુહ લગ્ન યોજવા લાયક બે સ્થળ છે. કન્યા છાત્રાલય અને કુમાર છાત્રાલય. કન્યા છાત્રાલયમાં પાંચથી આઠ યુગલના લગ્ન આરામથી થઇ શકે એટલી વ્યવસ્થા છે. તો જૂની સમિતિ વાળાને ત્યાં લગ્ન કાર્ય કરવા પરવાનગી આપે અને લક્ષ્મીનારાયણ સમિતિ વાળાને કુમાર છાત્રાલય ફાળવવામાં આવે. જે થી સ્થળ ફાળવણીનો મુદ્દો સહજ હલ થઇ જાય. પરંતુ જૂની સમિતિએ આ રજૂઆત / વિનંતીની અવગણના કરતાં જણાવેલ કે અમો છેલાં ૩ વર્ષથી અહીં કાર્યક્રમ કરીએ છીએ એટલે પ્રથમ હક અમારો છે. અને અમે અહીં જ લગ્ન કાર્ય કરીશું. ઉપર મુજબ જૂની સમિતિની રજૂઆત અંગે નિર્માણ સમિતિની કારોબારીના સભ્યોમાંથી કોઈએ પણ જવાબ / પ્રત્યાઘાત ન આપતા શ્રી લક્ષ્મીનારાયણ સંસ્કાર ધામના આદરણીય પ્રમુખ વડીલ શ્રી જેઠા બાપા અને તેમના સહયોગી સંસ્કાર ધામના ઉપપ્રમુખ શ્રી હંસરાજભાઈ ધોળુંએ અમારી સમિતિએ કરેલ વિનંતીને માન આપવા આગ્રહ કરેલ. સમાજના બહોળા વર્ગની વ્યવસ્થા જળવાય તે અંગે સમજીને નિર્ણય કરવો જોઈએ. ઉપરાંત લક્ષ્મીનારાયણ સમિતિને માંડવી હોસ્ટેલ ફાળવવા અંગે કેન્દ્રિય સમાજે આદેશાત્મક પત્ર નિર્માણ સમિતિને આપેલ છે, તેનો પણ વિચાર કરવો જરૂરી છે.

બન્ને સમિતિઓણી જરૂરીઆત પૂરી થાય તેવી વ્યવસ્થા હતી, તેમ છતાં આ ગંગે નિર્માણ સમિતિએ કોઈ યોગ્ય ચર્ચા નથી કરી.

ઉપર મુજબની ચર્ચા થયા બાદ શ્રી મેઘજીભાઈએ જણાવેલ કે બન્ને સમિતિના પાંચ પાંચ સભ્યો સાથે બેસીને આ મુદ્દાનો ઉકેલ લઇ આવો, તો અમો જવાબદારીથી મુક્ત થઈએ. તેમના કહેવા મુજબ આ અખતરો પણ કર્યો. પરંતુ જૂની સમિતિના અકડ અને અવ્યવહારુ વલણને કારણે પરિણામમાં કંઈજ ફરક ન પડ્યો. આ સમયે જૂની સમિતિ વાળાઓએ અમોને જણાવેલ કે જો તમો અમારા પાંચ યુગલને તમારા સમુહ લગ્ન કાર્યમાં સમાવીલો તો આ પ્રશ્ન હલ થઇ જાય. ખરે ખર અગર અમો જૂની સમિતિની આ માંગણી સ્વીકારી લીધી હોત તો, મેઘજીભાઈના કહેવા

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ
સનાતન સમાજ અમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

તા. ૨૮-૦૩-૨૦૧૨

પ્રમાણે નિર્માણ સમિતિ અમોને હોસ્ટેલ આપી દીધી હોત. તો આગાઉ જે કારણોથી અમોને હોસ્ટેલ ફાળવવાની મનાઈ કરતાં હતા તેવા કારણો શું મટી ગયાં હોત? જેમ કે, શું પરીક્ષા પૂર્ણ થઇ ગઈ હોત? કે પછી શૈક્ષણીક હેતું પૂર્ણ થઇ ગયો હોત? આ વાતથી ચોખ્ખું પુરવાર થાય છે કે નિર્માણ સમિતિ અને જૂની સમિતિ (જે સતપંથ તરફી છે) તેમની વચ્ચે અંદરો અંદર સાંઠ ગાંઠ છે. અને લક્ષ્મીનારાયણ સમિતિને ફક્ત હેરાન કરી લોકો સમક્ષ ઉતારી પાડવાનો કારસો રચાયો છે. પણ આ વાત અમો જાણતા હોવા છતાં કેન્દ્રિય સમાજના હેતુંને સર્વો પરી રાખી, ભલે અમોને થોડી તકલીફ થાય તો પણ, જૂની સમિતિ દ્વારા રાખેલ શરતને અમોએ માન્ય કરેલ નથી.

કોઈ પણ રસ્તો ન દેખાતા, અમોએ શ્રી મેઘજીભાઈ અને ભાવાનજીભાઈને વિનંતી કરેલ કે હવે તમો વડીલો સાથે ચર્ચા કરી અમારી લગ્ન સમિતિને ન્યાય અપાવો. પરંતુ શ્રી મેઘજીભાઈએ અસમર્થતા બતાવેલ. તેમણે સમિતિના ઉપપ્રમુખ અને રાજકારણી વ્યક્તિ (ધારાસભ્ય) એવાં શ્રી ધનજી ગોવિંદ સેંઘાણી (મંગલ ડાડા) ને પણ આ બાબત સુચન કરવા અતિશય આગ્રહ કર્યો. પરંતુ તેઓ તૈયાર ન થયા. જ્યારે શ્રી દામજીભાઈ ધોળુંએ ટકોર કરી કે ઉપપ્રમુખના હોદ્દાની રૂએ તમારે આવી પરિસ્થિતિમાં યોગ્ય સુચન કરવું જોઈએ, ત્યારે તેઓએ આક્રોશમાં સુચન કરેલ પરંતુ નકારાત્મક ભાષામાં. અને જણાવેલ કે માંડવી હોસ્ટેલ કંઠી વિભાગની માલિકીની નથી અમો પણ, ગઢ પટ્ટીવાળા, અહીં લગ્ન કરી શકીએ છીએ. મંગલ ડાડાના આવા વક્તવ્યથી તેમની ભાગલા વાદી વૃત્તિ સ્પષ્ટ થાય છે. તો શું આવા ભાગલા વાદી લોકો સમાજના હિતનું રક્ષણ કરવા સક્ષમ છે? શું આવા લોકો સમાજના આગેવાન તરીકે સ્વીકાર્ય છે? એટલે કે નિર્માણ સમિતિના પ્રમુખ અને ઉપપ્રમુખ બન્ને પોતાની કેન્દ્રીય સમાજ પ્રત્યે મહત્વની જવાબદારી નિભાવવામાં નિષ્ફળ થયા છે, તે અહીં સિદ્ધ થાય છે.

આવી અકળામણ ભરી પરિસ્થિતિમાં એક વસ્તુ સાફ દેખાઈ આવેલ કે નિર્માણ સમિતિના અમુક લોકોની અગાઉ અંગત બેઠક થઇ છે. કારણ કે તે લોકોના વલણથી પરિસ્થિતિ સ્પષ્ટ થઇ ગઈ હતી કે લક્ષ્મીનારાયણ સમિતિને હોસ્ટેલ આપવી નથી. આ અંગે અગાઉ શ્રી પ્રેમજીભાઈ કેશરાણીથી પણ જાણવા મળેલ કે માંડવી ઝોનના પ્રમુખ શ્રી નારણ ખીમજી ચૌહાણએ બે મહિના અગાઉ જણાવેલ કે કોઈ પણ સંજોગોમાં માંડવી હોસ્ટેલ લક્ષ્મીનારાયણ સમિતિને નહીંજ આપીએ. એનું સંચાલન અમારા હાથમાંજ છે. આ સમય સુધી *નારણભાઈએ લક્ષ્મીનારાયણ સમિતિ સાથે કોઈ પણ જાતની ચર્ચા કર્યા વિના આવો પૂર્વગ્રહ બાંધ્યો હતો.* આવી નકારાત્મક વિચારધારા ધરાવતા આપણા આગેવાનો કે જેઓ પૂર્વાગ્રહ રાખીને નિર્ણય લેતા હોય, તે એક

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ

સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

તા. ૨૮-૦૩-૨૦૧૨

જાગૃત સમાજ માટે દુઃખ દાયક, બોજા રૂપ બાબત છે. અને કેન્દ્રિય સમાજની વિચાર ધારાને ઠેસ પોહચાડવાનું કામ કરે છે.

દરમ્યાન આપ પ્રમુખશ્રીના મંતવ્ય વખતે પણ સામાજિક માન મર્યાદા જાળવવામાં નહોતી આવી. જે આપ ખુદ જાણો છો. ત્યાર બાદ મહામંત્રીશ્રી માવજીભાઈને પણ પ્રમુખશ્રી મેઘજીભાઈએ મંતવ્ય રજુ કરવા નહોતા આપ્યા. છેલ્લે છેલ્લે શ્રી હંસરાજભાઈ તેમજ શ્રી દામજીભાઈ ધોળુંએ જૂની સમિતિના પ્રમુખ શ્રી ઈશ્વરભાઈ રામજીયાણીને પણ સમજાવવાની કોશિશ કરેલ, પરંતુ તેવો તેમના ઉપર અગાઉ જણાવેલ વલણમાં ફેરફાર કરવા તૈયાર ન થયા.

<u>ઘટના ક્રમનું સંક્ષિપ્ત સારાંશ:</u> ઉપર જણાવેલ ઘટના ક્રમનું સારાંશ કાઢીએ તો કોઈ પણ સમજી શકે છે કે નિર્માણ સમિતિના મુખ્ય હોદેદારોએ, તેમની વાણીથી, અમોને એટલે કે લક્ષ્મીનારાયણ સમિતિના લોકોને પહેલાં વિશ્વાસમાં રાખેલ હતા પણ જેમ જેમ ઘટના ક્રમ આગળ વધતો ગયો તેમ તેમ જાણ થઇ જાય છે કે નિર્માણ સમિતિની કરણી કંઇક વેગળીજ છે. તેમની કથની અને કરણીમાં ફરક છે. <u>તેમની કરણી સનાતની લોકોના વિરુદ્ધ છે એવું ચોખ્ખે ચોખ્ખું દેખાઈ આવે છે.</u> ભલે નિર્માણ સમિતિમાં અમુક સનાતની તરફી લોકો પણ છે, પણ જે નિર્ણયો લેવાયા છે તે સનાતની વિરુદ્ધના છે. માટે નિર્માણ સમિતિ લોકોનો વિશ્વાસ ખોઈ ચુકી છે, જેના પુરાવા રૂપે *<u>તા. ૨૫-૦૪-૨૦૧૨ના મળેલ કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજની જનરલ સભામાં (સ્નેહ મિલનમાં) હાજર જંગી ૫૦૦૦થી પણ વધુ જન મેદની દ્વારા નિર્માણ સમિતિ, સંચાલન સમિતિ અને માંડવી ઝોન પ્રમુખ સામે અવિશ્વાસનો ઠરાવ પસાર કરેલ હતો. આ ઠરાવોની કોપી કેન્દ્રીય સમાજને અગાઉ મોકલેલ છે.</u>*

<u>વ્યથા અને હાલ પુરતો ઉકેલ:</u> ખરે ખર પ્રમુખ શ્રી અમો જાણે પોતાના ઘરમાંજ પારકા થઇ ગયાની લાગણી અનુભવી હતી. કારણકે આપણાજ ભાઈઓએ સનાતની વિરુદ્ધનું કામ કરેલ હતું. સાડા ત્રણ કલાક સુધી ચાલેલી મેરેથોન મિટીંગમાં સમિતિ પ્રમુખ અને તેમની કહેવાતી અંગત કારોબારી કોઈ પણ નિર્ણય લેવામાં નિષ્ક્રિયતા બતાવે ત્યારે અમો શું કરી શકીએ?

છેવટે અમોએજ નિર્ણય કર્યો કે આ અસમર્થ હોદેદારો આપણું કે સમાજનું ભલું નથી ઇચ્છતા. ફક્ત ભાઈચારાની, સંઘઠનની આદર્શવાદી ખોખલી વાતો કરે છે અને હકીકતમાં તેમના મનમાં બીજું જ કંઇક રમે છે. માટે પ્રમુખ શ્રી અમોને ન છુટકે અસહાય બનીને નિર્ણય લેવો પડ્યો કે માંડવી હોસ્ટેલમાં સમુહ લગ્ન કરવાનો અમારી શ્રી લક્ષ્મીનારાયણ સમિતિએ આગ્રહ છોડી દીધો અને અમો આપણા ઇષ્ટદેવનો જયઘોષ બોલાવીને મિટિંગમાંથી નીકળી આવ્યા. ખરે ખર ત્યાં હાજર અમારા સહયોગી ભાઈઓએ ખુબજ ઉલ્હાસથી આ નિર્ણયને વધાવી લીધો.

કેન્દ્રિય સમાજને સંબોધિત પત્ર પેજ 8 થી 9

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ

સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

તા. ૨૮-૦૩-૨૦૧૨

<u>નિવેદન:</u> જ્યારે સમાજ સર્વોપરી છે અને નિર્માણ સમિતિની જનની છે, ત્યારે, પ્રમુખશ્રી, શું નિર્માણ સમિતિની સત્તા કેન્દ્રિય સમાજની ઉપરવટ છે ? કે જે કેન્દ્રિય સમાજના આદેશની અવગણના કરી શકે છે. શા માટે અમુક સભ્યો કેન્દ્રિય સમાજની વિરુદ્ધનું કામ કરે છે ? જો આમ થતું હોય તો શા માટે કેન્દ્રિય સમાજ તેમના વિરુધ દંડાત્મક કાર્યવાહી ન કરે ? સનાતની હોવાનો અધિકાર જતાવે છે પરંતુ સનાતની વિરુધ કામ કરે છે. દૂધ દહીંમાં હાથ રાખવા વાળા રાજકારણીઓ પણ છે. તેમને જ્ઞાતિના બહોળા વર્ગની લાગણી કે વ્યથા કંઈ નડતી નથી. પરંતુ લઘુમતી વર્ગને ખુશ કરી સત્તા હાથમાં રાખવામાં રસ ધરાવે છે. લોકશાહી સમાજનો નિયમ છે કે જવાબદારી પૂરે પૂરી સંભાળો અને જો ન સાંભળી શકતા હો તો રાજીનામાં આપી દો. સમાજમાં ઘણા સક્ષમ આગેવાન કાર્યકર્તા છે જે આવી જવાબદારી સહજતાથી સાંભળી લેશે.

આથી આમો આપશ્રીને આ અંગે યોગ્ય નિર્ણય લઇ જે તે વ્યક્તિઓના રાજીનામાં લઇ લો અથવાતો તેમને પદભ્રષ્ટ કરી તેમનું સાચું સ્થાન બતાવી દેવા વિનંતી કરીએ છીએ. અને ભવિષ્યમાં પણ આવી વ્યક્તિઓને કેન્દ્રિય સમાજ, સંસ્કાર ધામ કે ઉમિયા માતાજી સંસ્થાન વગેરે કોઈ પણ સંસ્થામાં અગ્ર સ્થાન કે મહત્વ પણ ન આપવામાં આવે તેની તકેદારી રખાવશો જી.

ઉપર મુજબની ઘટના ક્રમ અને તે અંગે અમારી વ્યથા ભરી રજૂઆતના નિવારણ માટે આપ શ્રી સમાજના હિત માટે જે કંઈ નિર્ણય લેશો તે માટે અમો સર્વે કંઠી વિભાગના ભાઈઓનો પૂરે પુરો સાથ સહકાર આપને મળતો રહશે તેની ખાતરી અમો આપીએ છીએ.

લી.

**શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ વતી**

**પ્રમુખશ્રી કેશવલાલ દામજી લીમાણી**

<u>નકલ રવાના:</u>

૧) પ્રમુખશ્રી, શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ, સંસ્કાર ધામ, દેસલપર

૨) પ્રમુખશ્રી, શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી ટ્રસ્ટ, વાંઢાય

શ્રી ઉમિયાય નમઃ શ્રી ગણેશાય નમઃ શ્રી લક્ષ્મીનારાયણ નમઃ

|| સનાતન પરમો ધર્મ ||

# શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ

સનાતન સમાજ અમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

**સૌજન્ય દાતાશ્રી: શ્રી મુળબાઈ રતનશી વિશ્રામ રામજીયાણી પરિવાર ગામ: મદનપુરા, મુંબઈ**

કાર્યાલય: જયંતીલાલ એસ. પારસીયા કિરાણા સ્ટોર, મો. ૯૮૭૯૬ ૭૦૭૨, ૯૪૨૬૪ ૨૯૪૨૭
કે. ટી. શાહ રોડ, માંડવી - કચ્છ.

તા. ૩૦-૦૩-૨૦૧૨

પ્રતિ,
પ્રમુખશ્રી
શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ
સંસ્કાર ધામ, દેસલપર

માનનીય પ્રમુખશ્રી,

સનાતનીઓના ઉદ્દેશને ધ્યાનમાં રાખતું, સંત ઓધવરામજી મહારાજની પ્રેરણાથી, કેન્દ્રિય સમાજ પ્રેરિત લક્ષ્મીનારાયણ ભગવાન કેન્દ્રિત, સંસ્કાર ધામની સ્થાપના કરીને જે આ સંસ્થા સનાતનીઓના હિત માટે બહુ મુલ્ય કાર્યો કરી રહી છે, તેના બદલ અમો આપ સર્વેને અભિનંદન પાઠવી છીએ અને આપણા આભારી છીએ.



આપશ્રી અને સંસ્કાર ધામના સ્વામી શ્રી વી.વી. શાસ્ત્રી સ્વામીજીએ જે તા. ૨૫-૦૩-૨૦૧૨ના બિદડામાં યોજાયેલ શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજના સ્નેહ મિલન વખતે સભાને પ્રારંભિક ઉદભોધન કરી અમો સર્વોને માર્ગ દર્શન અપી આમારો ઉત્સાહ વધાર્યો છે તે બદલ અમો આપના આભારી છીએ. વધુમાં તમોએ અમોને જણાવેલ કે અમો સાચા માર્ગ પર છીએ અને અમો તમારી સાથેજ છીએ.

આવા સંજોગોમાં અમોને જાણવા મળ્યું છે કે આગામી તા.૦૧-૦૫-૨૦૧૨ના સંસ્કાર ધામમાં શાળાના ઉદ્ઘાટન પ્રસંગ નિમિત્તે શ્રી ધનજી ગોવિંદ સેંધાણી (ધારાસભ્ય) અને શ્રી કેશુભાઈ પારસીયા જેવા સનાતન વિરોધી કાર્ય કરતાં લોકોને આપણી સંસ્થા અગ્ર સ્થાન આપવા જઈ રહી છે. જે જાણીને અમો દુ:ખની લાગણી અનુભવી રહ્યા છીએ. જે વ્યક્તિઓને કંઠી વિભાગના સમુહ લગ્ન સ્થળ ફાળવણીની મિટિંગમાં સનાતની

શ્રી કંઠી વિભાગ કચ્છ કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ
સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ માંડવી - કચ્છ.

તા. 30-03-२०१२

લક્ષ્મીનારાયણ સમિતિ વિરુધ કાર્ય કરવા બદ્દલ કંઠી વિભાગ જનરલ સભા તેને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ કરેલ હોય, તે વ્યક્તિઓને સંસ્કાર ધામમાં અગ્ર સ્થાન ન જ આપવું જોઈએ. આવા લોકોના અમુક કૃત્યોની વિગતવાર માહિતી આપતો એક પત્ર તા. ૨૮-૦૩-૨૦૧૨ના કેન્દ્રિય સમાજને મોકલાવેલ છે, જેની નકલ આપણે પણ રવાના કરેલ છે.

આવા લોકોને અગ્ર સ્થાન આપવાથી આમ પ્રજાજનો સુધી સનાતનીઓના હિતના વિરુધ ખોટો સંદેશો જશે, તેમની લાગણી દુભાશે, અને સનાતન વિરોધીઓ, ટૂંકમાં સતપંથીઓ અને દૂધ દહીંવાળાઓ ગેલમાં આવી જશે. જે આપણી કેન્દ્રીય સમાજની સનાતન વિચાર ધારાને ઠેસ પોહ્ચાડશે.

માટે આપશ્રીને નમ્ર વિનંતી કરીએ છીએ કે, આપણા કોઈ પણ કાર્યથી, સનાતની લોકોના હિતને ઠેસ ન પહોંચે તેની તકેદારી આપશ્રી રાખશો જી. સાથે સાથે અમો આપને વિશ્વાસ આપીએ છીએ કે સનાતાનીઓના હિતની રક્ષા માટે આપ જે કંઈ કડકમાં કડક પગલાં લેશો તેમાં અમો સર્વે આપણી સાથે જ છીએ. અને જ્યારે પણ આમરી જરૂરત તમોને જણાય ત્યારે અમે તમારા સહયોગમાં તન મન ધનથી સહકાર આપીશું.

એજ સહકારની અપેક્ષા સહ...

લી.

શ્રી કંઠી વિભાગ ક.ક.પા. લક્ષ્મીનારાયણ સનાતન સમાજ સમુહ લગ્ન આયોજન સમિતિ વતી

પ્રમુખશ્રી કેશવલાલ દામજી લીમાણી

Update: 11-Apr-2012

Patidar Sandesh news paper dated 10-Apr-2012 -Page 42

(૪૨) ૧૦મી એપ્રિલ, ૨૦૧૨ પાટીદાર સંદેશ

# માંડવી ખાતે હોસ્ટેલ નિર્માણ સમિતિની સભા મળી ગઈ

## કંઠી વિસ્તારમાં યોજાતા સમૂહ લગ્નો માટે સ્થળ વિવાદ વિફર્યો - નિર્માણ સમિતિએ નિર્ણય ન આપ્યો :

માંડવી : (અમારા તંત્રી શ્રી કરમશીભાઈ એન. પટેલ, ભૂજ દ્વારા)

અત્રે તા. ૨૪-૩-૧૨ના બપોર પછી કંઠી વિસ્તારમાં યોજાતા સમૂહ લગ્ન (અખાત્રીજ)ના આયોજન સનાતન અને સતપંથ ગ્રુપે યોજેલ અલાયદા આયોજન માટે સ્થળ વિવાદ થયો જે માટે કુમાર છાત્રાલય અને કન્યા છાત્રાલય એમ બે સ્થળો ઉપલબ્ધ હતાં. પરંતુ નિર્માણ સમિતિ તરફથી નિર્ણય જાહેર ન કરાયો. સનાતન ગ્રુપમાં ૭૫ અને સતપંથ ગ્રુપમાં ૫ વરઘોડીયા નોંધાયેલ. તેની સામે કુમાર છાત્રાલયમાં વિશાળ ગ્રાઉન્ડ જ્યારે કન્યા છાત્રાલયમાં મર્યાદિત ગ્રાઉન્ડ હતા. આ સમયે સતપંથ ગ્રુપના હઠાગ્રહના કારણે ઘણું મંથન કરવું પડેલ. ત્યારે નિર્માણ સમિતિને સનાતન સમાજના પ્રમુખ શ્રી કેશવજીભાઈ લીંબાણીએ નમ્રતાપૂર્વક વિનંતી કરી જણાવ્યું કે સનાતન ગ્રુપના ૭૫ યુગલો હોતાં કુમાર છાત્રાલય અને સતપંથ ગ્રુપના ૫ યુગલો હોતાં કન્યા છાત્રાલય સ્થળ તરીકે ઉપયોગ કરે તેવો ઉકેલ લાવવો જોઈએ. તેમ છતાં નિર્માણ સમિતિની સતપંથ ગ્રુપ સાથે સાઠગાંઠ હોય તેવું લોક જીભે ચર્ચાઇ રહ્યું હતું.

અત્રે ઉલ્લેખનીય છે કે કેન્દ્રિય સમાજ દ્વારા નિર્માણ સમિતિને લેખિતમાં સુચના આપેલ કે વધુ લગ્નો હોય તેમને કુમાર છાત્રાલય અને ઓછાં લગ્નો હોય ત્યાં કન્યા છાત્રાલય સંકુલનો ઉપયોગ કરવો તેમ છતાં કોઈ નિર્ણય ન અપાતાં તેમજ સતપંથ સમૂહ લગ્નના આયોજકોનું કેન્દ્રિય સમાજના પ્રમુખશ્રી સામે આક્રોશભર્યું વર્તન છાજે તેવું ન જણાતાં સનાતન ગ્રુપના પ્રમુખશ્રીથી અસહ્ય બન્યું અને તેમણે નિર્માણ સમિતિ તથા સતપંથ સમાજના આયોજકો સમક્ષ હાથ જોડી વિનંતી કરવા છતાં નમતું ન જોખતાં "હવેથી આ બંને સ્થળોનો આપને યોગ્ય લાગે તેમ ઉપયોગ કરશો. અમે સનાતન સમાજ સમૂહ લગ્ન આયોજન સમિતિ અમારૂં સ્થળ શોધી લેશું" તેમ જણાવીને પછી સનાતની ભાઈઓ સભા સ્થળ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના જય સાથે છોડી ગયા હતા.

અત્રે ઉલ્લેખનીય છે કે બીજા દિવસે બીદડા મુકામે સ્નેહ મિલન યોજાવાનું આયોજન નક્કી હતું. તેમાં ૫૦૦૦થી વધુ જનમેદની એકત્ર થયેલ હતી, જેમાં સનાતન સમાજના ઈતિહાસ, શિક્ષણ, સંસ્કાર વિગેરેની ચર્ચાઓ થયેલ અને સનાતન ગ્રુપનું સમૂહ લગ્ન સ્થળ "કોડાય પુલ સ્વામિનારાયણ ગુરૂકુળ"ની જાહેરાત કરવામાં આવી હતી અને આમ સ્થળ વિવાદનો અંત લાવવામાં આવેલ હતો.

## યુવાસંઘની સંપર્ક યાત્રામાં શ્રી લક્ષ્મીનારાયણ વિદ્યા પ્રતિષ્ઠાન અંગે સમજ અપાઈ

સનાતન સમૂહ લગ્ન સમિતિના લોકોની સાચી અને વ્યવહારિક વાત હોવા છતાં એવું લાગે છે કે નિર્માણ સમિતિ અને સતપંથ ગ્રુપએ કોઈક સુનિયોજિત રણનીતિ મુજબ સનાતન સમિતિવાળાઓ સામે અન્યાય કર્યો.